તે આદમી હવે ઉઠીને ઉભો થયો તે તદન ઉજળો વાખ થઈ ગયો હતો અને તેનાથી પુરં પાંધરં ઉભું વટીક રહેવાતું હતું નહીં, તે એક પલ જાણે થાક લેવા થોભ્યો અને પછી પોતાનાં ગજવાંમાંથી એક રીવોલવર કાઢી ડોબ્રેકની સામે ધરી.

ડોબ્રેક બંદો જો કે તે રીવોલ્વરની નળી તેનાં નાકને લાગી તોથી ના ચવંયો કે ના સવયાં, એટલુંજ નહીં પણ જાણે તેની સામે ટાંકેલી તે પીસ્તોલ એક નાના ચેકુસની એરગન હોય તેમ તેની તરફ ટીકતો હસતો ઉભો!

એક પીસ્તોલવાળો પોતાનો હાથ લાંબો રાખી તે આદમી દશથી પંદર સેકન્ડ ઉભો. જે પછી ધીરે રહીને તે પીસ્તોલ પાછી તેણે પોતાનાં ગજવામાં મુકી અને બીજા ગજવામાંથી નોટનું એક બંડલ તેણે કાઢયું.

ડોબ્રેક તેની આગળ હવે આવીને ઉભો.

પેલા આદમીએ તે નોટનું બંડલ તેની આગળ ધર્યું અને ડોબ્રેકે અધીરાઈથી તે તેની પાસથી લીધું; અને નોટો ગણી જોઈ તે હજાર હજાર ફ્રાંકની ત્રીસ નોટો હતી.

પેલો આદમી ડોબ્રેક જે વખતે નોટ ગણતો હતો તે વખતે તેને જોતો ચુપ ઉભો. કદાચ તેણે હવે વધુ કશું બોલવાનું વાજબી નહીં ધાર્યું હોય. ડોબ્રેક પોતાનાં કામથી પસ્તાઈને હઠે તેમાંનો આદમી નહીં હતો ત્યારે તેની આગળ બોલી બબડીનેથી શું કરવું? એમ તે આદમીએ કદાચ ધાર્યું હોય. પોતાના તે દુશ્મનને જમેહ કરવાની બીતે આદમીએ આશા છોડી હોય તેમ લાગતું હતું. તેણે કદાચ એમથી ધાર્યું હોય કે ડોબ્રેક મુવાથી બી તે ડોબ્રેકના સકંજામાંથી છુટે તેવા સંજોગો ન હતા.

તેણે પોતાની ટોપી લીધી અને ત્યાંથી તે ચાલતો થયો.

સહવારે અગ્યાર વાગે વિક્ટરી બજારમાંથી પાછી ફરતાં તેણીએ લુપીનના હાથમાં ચીટી મુકી. તે તેના ગોઠયાઓ તરફથી હતી. જે તેણે ઉઘેરી ને નીચે મુજબ વાંચી.

"જે ધણી ડોબ્રેકને આજે પાછલી રાતે મળવા આવ્યો હતો તે સ્વતંત્ર પારટીનો વડો, લેંગરૂ ડેપ્યુટી હતો તે ઘણો ગરીબ અને બચરવાલ આદમી છે."

"ચાલો" લુપીન બોલ્યો "એટલું તો પુરવાર થયું કે ડોબ્રેક ધમકીથી નાણાં કઢાવેછ; પણ, એ તે કામ કરવાની તેની શું અસર કારક રીત છે?"

અને ત્યાર પછીના બનાવો એથી લુપીને ડોબ્રેકના સંબંધમાં બાંધેલા આ અટક ખરી પાડી આપી.

ત્રણ દાહાડા બાદ એજ મુજબ એક બીજો મળવા આવનાર ડોબ્રેકને મોટી રકમ આપી ગયો, અને બે દીન પછી એ બીજો આવીને પોતાની માળા તેને હવાલે કરી ગયો.

પેહેલો આવનાર ડેશીમોન્ટ નામનો એક સેનેટર હતો અને બીજો મારકવીસ ડી અલબુ ફેકસ તે પ્રિન્સ નેપોલ્યનનો વડો પોલીટીકલ એજન્ટ અને બોના પાર્ટની પારટીવાળો એક ડેપ્યુટી હતો.

એ બધી વખતે દેખાવો લગભગ પેલા લેંગરૂ ડેપ્યુટીની મુલાકાતના જેવાજ હતા અને જેમ તે વખતે તેમ એ બધી વખતે જીત ડોબ્રેકની થઈ હતી.

"અને ત્યારે એમજ બધું ચાલ્યા કરેછ" લુપીન ને એ બધી ખબર મળતાં તે બડબડયો.

"ચાર મુલાકાતો તો મારી રુબરૂ થઈ અને તે અગાઉ અને હવે પછી એવી કાંઈક મુલાકાતો થઇ હશે અને થશે મને એ ખબર આપનારાઓ તરફથી અહીં મુલાકાતે આવનારાઓ કોણ કોણ હતા તેજ માલમ પડયું છે એ ગની મત છે. હવે તે લોકને જઈને મળું? શા વાસ્તે? તેઓને શું જરૂર કે તેઓ મને પોતાનો ભરમ કહેશે? વારુ, ત્યારે હું અહીં પડીજ રેહું? તેથી શું કામ! હું અહીં કરંછથી શુ! ને વીકટરી મારી તરફથી અહીં રહેશે તેથી મારા જેટલુંજ કામ બજાવશે."